general health improved alround The honey-combing that was left a little should have healed up, but the position as it is, is different. And we also learn by stages. You young patients also forget that you have to live like aged and old ' (તમારો જૂનો રોગ હજુ રુઝાયો નથી તમારી છાતીના ભાગથી થતી શસ્ત્રક્રિયા પૂરી કર્યા સિવાય વરસો ઉપર અમારે તમને આરોગ્યગૃહના આંગણેથી જવા દેવા જોઈતા નહોતા પણ તમને ·

કોટેજના પલંગે હું પડ્યો, ત્યારે એ જ આકાશ સામે હતું, ને એમ જ રાતપાળીનો પરિચારક પૂછપરછ કરી ગયો.

પાંચ પાંચ વર્ષ વીતી ગયાં હતાં.

ને ભૂતપૂર્વનો એ ઇતિહાસ ખડો થયો.

એ એ જ સર વૉનલેસ સૅનેટોરિયમ હતું, જ્યાં વૉનલેસવાડીનું નાનકડું સ્ટેશન ઊભું થયું હતું. ધનિકોના ધન સૅનેટોરિયમની સૂરત બદલતાં હતાં. શસ્ત્રક્રિયાનો ઓરડો ફેરવાયો હતો – સુસજ્જ થયો હતો. દવાખાનાનું પટાંગણ પલટાયું હતું. વસાહત વિસ્તરાયલી હતી. કૉટેજો આરોગ્યગૃહની કાયા પલટતાં ગયાં – કોઈ તકતીવાળાં તો કોઈ નામ વગરનાં.

મિરજનું નામ મોટું થયું હતું. સૅનેટોરિયમની ખ્યાતિ હિંદના ખૂણેખૂણે પહોંચી હતી. આરોગ્યગૃહનો પ્રવેશ દુષ્કર બન્યો હતો. રાજરોગીઓની નામાવલિ નોંધાતી. એ જમાતનાં કો ભાગ્યશાળી પ્રવેશ પામતા તો સેંકડો રાહ જોતાં તેમના સ્થાને પડી રહેતા – આખરે મરતાં કે અન્ય સંસ્થાના સહારે નવજીવન પામતાં.

દરદીઓ આવતા ને દરદીઓ જતા. મિરજની એ અમોલી સંસ્થા એના કાર્યવેગને ધપાવતી જતી. વરસો પૂર્વે સૅનેટોરિયમનો સહારો છોડતાં ઉચ્ચરાયલા શબ્દો કાને અથડાયા: "People may come and people may go, but the Grand Hotel stands for ever."

ને એ આરોગ્યગૃહની વસમી વિદાય યાદ આવી – સિંગસિંગના સૅનેટોરિયમની મુક્તિ મન ઉપર ફરી વળી. પેરોલ પર છૂટેલો પાછો કારાગૃહે ધકેલાઉં છું, ને સોળસોળ માસની સજળ નયનો કરતી સ્મૃતિઓ યાદ આવે છે. કૉટેજના પગથિયેથી પરવરતાં, સત્ય તો ભૂલ્યો નો'તો ને? સંયમ, નિદ્રા ને યોગ્ય આહારવિહાર મેં જીવન–

આચરણમા ઉતારેલા ?

બે માસની રજા વહી ગઈ હતી બીજા ચાર માસની લબા વવી પડી એ ચાર માસનો આરોગ્યગૃહનો વસવાટ ને એનો ઇતિહાસ પાછા જીવનતવારીખે ચડયા

વળી રાજરોગનુ વધુ વાચન થયુ વધુ અવતરણોની નોધપોથી થઈ થેરાકોપ્લાસ્ટીની સફળતા ઉપર સદેહ ઊપડયા ને આથમ્યા એના અગે થતી ઉપાધિઓ વિચારાઈ, ફ્રેન્કીઅફ્રેસીસનુ નીપજતુ પરિણામ શસ્ત્રક્રિયા સમજાવતી ગઈ

પણ મને તો રાજરોગ રુઝાયો જ નો'તો ઊપળતો રોગ વળી પાછુ રક્તરંગી સ્ફુટમ કદીક કદીક બતાવી જતો ઉધરસ ઘેરા અવાજનો પડઘો પાડતી ને છૂટતુ બલગમ—સહેલાઈથી છૂટતુ—એ જ ઘટતા ને એ જ રગ બતાવતુ ઝેરી તત્ત્વની ઘેરી છાયા પાડતુ ગયુ એક્સરેના ફોટાની છાયાએ તો ઓપરેશન સૂચવ્યુ જ હતુ

એમ મારુ એ anterior operation—છાતીના આગળના ભાગનુ આપરેશન નક્કી થયુ

૧૪ જુલાઈ ૧૯૪૧ની તારીખ પાટિયા ઉપર ચડી

ને પિતા દ્રવી ઊઠયા 'આ ઓપરેશન વગર ન ચાલે? એકલો આરામ રૂઝ નહિ લાવે?"

પણ દાક્તરમિત્ર સમજાવતો "આગળની બાજુનુ ઓપરેશન બાકી જ હતુ એ જો પહેલેથી કર્યું હોત તો કદાચ રોગની રૂઝ ઝડપી બનત પણ હવે એકલા આરામ ઉપર નભવુ એટલે રોગને પ્રસરવાની તક આપવી તે કરતાં પુન સંકોચન આપી થેરાકોપ્લાસ્ટી પૂરૂ કરવુ સારુ' રજા પામેલા ઘણા દરદીઓ જે આરોગ્યગૃહે પાછા વળ્યા હતા તેમને anterior stage—આગળની બાજુન

ઓપરેશનમાં ઊતરવું પડયું હતું. અને ફેફસાંએ જો એની સંકોચન-શક્તિ ગુમાવી ન હોય તો તે પુનઃસુધારણા સંપાદન કરી શક્યા હતા......"

મેં ઓપરેશન ક્યારે નકાર્યું છે?

વતનમાં શસ્ત્રક્રિયાનો સંદેશ જાય તે પહેલાં તો ક્રિયા પૂર્ણ થઈ હતી. આપ્તસમુદાય આઘે પડયો હતો. સમજતો હતો કે કો'ક શીતળ ટેકરીએ હું આરામના દિવસો ગાળી રહ્યો હતો.

પણ ઑપરેશન ટેબલે પાછો આજે સૂતો હતો; એ જ ગાભીર્ય, ને એ જ સાજા થવાની તમન્ના સાથે.

ઠેલણગાડી શસ્ત્રક્રિયાના ઓરડે લઈ આવી ને સર્જન સત્કારી ઊઠયો : "That's the way to come આવી જ હિંમત ને શ્રદ્ધા સાથે બધા ય દરદીઓ આવતા હોય તો અમારું કામ કેટલું સરળ બને!"

ને મેં હૃદયના વધતા ધબકારાને દબાવ્યા.

એક, બે, ત્રણ, ચાર......એમ ગણતા ગણતાં ને એનેસ્થેશિયા (Anaesthesia)માં અભાન બનતાં, હું હૃદય ધબકારને પણ ભૂલ્યો ને જગતસમૂહને પણ વીસર્યો.

ત્યારે પિતા પાસે હતા, સતી સામે હતી ને ધ્યાન યોગીનું હતું.

એ જ ત્વરા ને એ જ દક્ષ હસ્ત.

કલાક, બે કલાક ને અઢી કલાક!

ને પછી જ્યારે ભાનમાં આવવા લાગ્યો, ત્યારે સમજાયું કે શસ્ત્રક્રિયા સફળ પાર ઊતરી હતી. પાંચ ઈંચ ઉપરનો ઘા પડયો હતો. એ નીચેથી પાંસળીઓના આગળના છેડા કપાયા હતા. પછવાડેના પાંચ વર્ષ ઉપર કઢાયા હતા; આજે આગળના જતા પહેલી, બીજી ને ત્રીજી એમ ત્રણ પાસળીઓ આખી યે ગુમાવી હતી. અન્ય

પાસળીઓના વધેલા કકડા (Stumps) કાપવા પ્રયત્ન થયો હતો. ક્રિયા કપરી હતી માસપેશીઓમા પેસેવા છેડા ખોળી કાઢવાના હતા ક્રિયા સમય માગી લેતી, કેટલુક જોખમ પણ વહોરી જતી ફેફસાના સંકોચન પામેલા ભાગનો ફફડાટ (flapping) દાક્તરના હાથને અટકાવતો પણ દાક્તરે એનું બનતું કર્યું હતું. ફેફસું વધુ સંકોચાયુ હતું; રોગગ્રસ્ત ભાગ દમાયો હતો.

એ પંદર દિવસ પાછા ત્રાસના વીત્યા.

એક પછી એક દિન પૂરા થતા, ને દુઃખ પણ હળવું થયે જતું ક્લોરોફોર્મની રહીસહી અસર અગ્રારનવાર ઊલટીઓ ને ઊબકા અપાવે જતી.

પણ ટાકા ઊખડયા ને પારો પણ છૂટયો.

કાનખજૂરા શો માત્ર ઘાનો લીસોટો છાતીના જમણા ભાગે

જાતમાં ફરો. નાનાં રમતાં બાળકો દેખાયા વિના રહેશે નહિ.

કદાચ આરોગ્યગૃહનું આ એક આકર્ષણતત્ત્વ હશે! સેંકડો રોગીઓ એમના રસાલાસહ આવતા. એ રસાલાનું રસભર્યું કેન્દ્ર કાં તો એમની કન્યા કે કુમાર. ગરીબ બિચારા અન્ય વ્યવસ્થાના અભાવે સાથે કુટુંબકબીલો લાવતા; અન્ય કોઈ, મમતાને આધીન બાળકના વિયોગ સહી ન શકતા.

સંચાલકો પ્રયત્ન કરતા—આ અશુદ્ધિ પ્રસરતી અટકાવવા. પણ એમના પ્રયત્ન કાં તો ઉપરછલા હતા કે એ પ્રયત્નોને વસાહતના વાસીઓનો સાથ નો'તો કહો—અગર પૂરતો સાથ નો'તો કહો, પણ એ પ્રયત્નોનાં સફળ પરિણામ આવ્યા સાંભળ્યાં નથી—દેખાયાં જણાયા નથી.

આરોગ્યગૃહનું આ દૂષણ અસહ્ય હતું. એના અધિકારીઓ એથી કે એના વિપરીત પરિણામથી અજ્ઞાત ન હતા.

છતાં મિરજની આ વિરોધી વિશિષ્ટતા શાથી? માબાપ અણુસમજુ હોય કે મમતાળુ હોય; પણ સંસ્થા શા માટે હિતાહિત નહિ વિચારતી હોય? એક રોગીને આજે સાજો કરશે, સત્તર વરસે એ જ રોગીના કુમાર કે કુમારિકાને આવકારશે! દેશને શો લાભ? કયો અટકાવતી આદર્શ આ સંસ્થાઓ સેવી રહી છે?

ને મેં આરોગ્યગૃહના અધિકારીને આ અવદશા આલેખી. કેટલી ય વાર કરેલા પ્રયત્નો અફળ ગયા હતા, પણ પુનઃ પ્રબંધ વિચારણા હેઠે હતો, એમ મને આશ્વાસન મળ્યું.

એકબે દિવસમાં પ્રતિબંધની જાહેરાત થઈ. આરોગ્યગૃહના આંગણે બાળકોના પ્રવેશને મના કરતું પરિપત્ર નીકળ્યું, ને અજ્ઞાનીઓનો ઉહાપોહ શરૂ થયો. કોઈ કાઠિયાવાડના મેમણભાઈ મારી પાસે આવ્યા, તો કોઈ કરાંચીના ખોજા ગૃહસ્થ કોટેજે આવ્યા; કોઈ

ધનવાન ગુજરાતી તો કોઈ મહારાષ્ટ્રી મિત્ર. પાયદશની મ ડળી જામી ને એમનુ મતવ્ય રજૂ થઈ ગયુ દશદશ માસથી આ પાસે બાળક રહ્યુ, હવે બે માસ પછી તો રજા મળવાની છે, ત્યા આ બચ્ચાના આક્રદ કેવી રીતે સહી લેવા ? સુખી જનો માફક નથી અમારે કાકી કે કાકીજી, દાદી કે સાસુ, કે જ્યા અમારી બાળકી રાખી શકાય અમે એને વનવગડે મૂકીએ ? હિ દી છોકરાઓ આયાઓથી ટેવાયા હોતા નથી, ને આયાઓ પણ કયા મળે છે ? અને અમારાથી છૂટા કરીને હાલ તરત જ અમે બાળકોને કયા રાખીએ ? નથી અહી સારા રહેઠાણો કે હોટેલો, જ્યા અમે અમારા વહાલાઓને ધકેલીએ! દેશથી બાપને લેવા આવતા દસવીસ દિવસ લાગે! આ મુશળધાર વરસાદે તો રેલના વ્યવહાર ખોરવી નાખ્યા છે, પુન સધાતા કેટલાક દિન લાગશે! અમારે કયા જવુ ? પ્રતિબધના હેતુને અમે આવ કારીએ છીએ પણ અમારી મુશ્કેલીઓ પણ પ્રમાણવી જોઈએ આવા પ્રતિબધો નવીન આગતુકને અડવા જોઈએ, અમને લાગુ પડે તો પારાવારની આપદાઓ ઊભી થાય. ને પેલા બ્લૉકમા રહેતા ગરીબોનુ શુ ? શુ એ છોકરા નધણિયાતાં કરી દેવાય? પ્રતિબધ છૂટછાટ માગી લે છે ને એ છૂટછાટની માગણી આપણે સચાલક પાસે મૂકવી જોઈએ

મારી વ્યગ્રતા ઊ ડી હતી જવાબમાં મે આપવીતી ગાઈ મારા બાળકની દુ ખપૂર્ણ ઘટના આલેખી

We are all murderers I am sorry, I cannot advocate your viewpoirt I can neither draft your representation nor be a signatory to it. (આપણે બધા ખૂનીઓ છીએ દુ દિલગીર છુ કે તમારા મત વ્યનુ પ્રતિપાદન કરી શકતો નથી હુ નથી તમારી અરજ ઘડી શકતો કે નથી તે ઉપર સહી કરી શકતો )

શું થયું એ તો એ ભાઈઓ જાણે. પણ પ્રતિબંધનું કડક પાલન થયું હોય એમ મારી જાણમાં નથી. સવારસાંજની ફેરણીએ જો દાક્તરની નજરમાં છોકરું આવી જાય, તો ચેતવણી અપાતી, ને રૂમ કે કોટેજ ખાલી કરવાની મૌખિક નોટીસ નીકળતી. પણ બાળકો માટે દરદીઓ બહાર નીકળ્યા હોય એવો એક પણ પ્રસંગ નોંધાયો નહિ.

પડોશના પૂનાવાળા ભાઈનો પુત્ર ઋણ્ણુ માતાની પથારીએ હરહંમેશ ચડતો દેખાયો. મોટરમાં મહાલતા મોટેરાંના બાળ કોટેજના પગથિયે ચડતાં ઊતરતા જણાયાં. કોઈએ સેનેટોરિયમ સામેની ખાડ માંડ ભાડે મળતી ઓરડીઓ નામ પૂરતી ભાડે રાખી; તેમનાં પુત્ર-પુત્રાદિક રોગી વાતાવરણથી થોડે દૂર રાતના સૂવા જતાં. દિવસે તો પાછાં આવી રોગી માતાની ગોદમાં લપાતાં

શા પ્રતિબંધ ને શા એના પાલન!

ડૉક્ટર ફેરણીએ ફરતો ને બાળકો બાથરૂમમાં પુરાતાં. ડૉક્ટરની વિદાય પછી ઘરની નોકરડી કે કોઈ અગર ભાભી, વિજયના ગર્વ સાથે બાળકને બહાર લાવતી ને સમૂહનાં એકમેક સામે જોઈ હસતાં.

આ હસવા પાછળ કેવા ય રુદન છુપાયા છે! બાળકના મોહ આપણને આખર એના મારક બનાવશે એ સત્ય સવેળા સમજાય તો?

આ તે કેવી સંસ્કૃતિ! ને કેવો સમાજ! અને કેવા સંચાલકો!

ઝોળીએ ઝૂલતો ગયો ને વીસ વીસ વરસ પછીનો ચિતાર આપતો ગયો.

સેનેટોરિયમની સકીના મારી પાંપણો ભીંજવતી ગઈ. એ હતી એક ગરીબ મુસલમાન દરદીની નાની શી દીકરી. એનું નામ સકીના. આંગણે આંગણે એ રમતી; બારણે બારણે એ દોડી જતી સૌ કોઈ એને બોલાવતું, હેતથી હાથ ફેરવતું. કોટેજે કોટેજે એના

કાલઘેલા બોલ 'અથડાતા. કોઈ કાજુ આપતું તો કોઈ પૂરી સફીના મીઠી નજરથી તાકી રહેતી. કોઈના પલંગે ચડી જતી, તો કોઈના રસોડે ધસી જતી દરદી ઉધરસની હાફમાં હોય, બાળકી એના ઓરડે ગેલ કરતી હોય.

સવાર પડતી ને સફીના ઘરનો ઊંબરો છોડતી.

કાલે એ યૌવનનો ઊંબરો ઓળંગશે. એની મીઠી જબાન ને મીઠી નજર કોઈ સુભાગીનું હૈયું ફુલાવશે. સફીના કોઈક મરિયમની મા બનશે, ને ચેપની દેખા દેતી ચુગાલ આખરે એને આરોગ્યગૃહના આંગણે ઘસડી લાવશે.

ને મરિયમ મિરજની મોંઘી મરિયમ બની રહેશે. એની મા પણ સેનેટોરિયમની સફીના હતી ને!

અજ્ઞાની લોક ને અજ્ઞાની દાક્તરો કહે છે : ક્ષયરોગ વ શવેલાને ભરખનાર કૌટુંબિક વારસાનો રોગ છે ચેપની ભૂતાવળ કેવા ને કેમ ભરખ લે છે, એની એમને જાણ હોય તો?

સફીનાનો પેલા સુભાગી શૌહરની શી દશા?

જવાબ આપવો રહ્યો ગરવા ગુજરાતના મમતાઘેલા માબાપો-એ, કરાચીના પેલા ખોજાભાઈએ, મહારાષ્ટ્રની એ મરાઠણ બાઈએ, ને આરોગ્યગૃહના અધિકારીઓએ!

આજે મારો નવીન ઍક્સ-રે ફોટો લેવાશે ને શસ્ત્રક્રિયાનું પરિણામ દાક્તરો જાહેર કરશે.

જાણે કોઈ પરીક્ષાનું પરિણામ બહાર પડવાનું ન હોય!

ને દાક્તરે સંદેશ પાઠવ્યો—પાછળના ભાગથી માત્ર એક જ પાસળી કાપી હોય તો પૂરતું સંકોચન આવી જાય, પછી કંઈ કરવાનું ન રહે.

એક કે બે, હવે બાકી રહેલી બધી ૫ પૂરી કરતા હોય તો!

ઑપરેશનની આપદામાં ઊતરવાનું જ હોય તો પછી એક કાપે કે બે કાપે! શસ્ત્રક્રિયા ડારતી નો'તી, પણ એની પ્રાથમિક ભૂમિકા– ક્લોરોફૉર્મ કમકમાં અપાવતું; ક્લોરોફૉર્મ એનેસ્થેશિયામાંથી પસાર થવાનું હવે મને પાલવતું નહોતું. એની વાસ દિવસો સુધી મારા શ્વાસમાં જાણે વાસ કરતી.

અને વરસો પહેલાં, ક્લોરોફૉર્મમાં અનંત નિદ્રાએ પોઢેલો પેલો ક્રિશ્ચિયન સમદુઃખી મને યાદ આવ્યો.

હું પણ આ વખત એમ જ ઊંઘી ગયો તો?

ક્લોરોફૉર્મ આકરી ઉપાધિઓ ઉપજાવી જતું–વાસ, ઊલટીઓ, બકારી ને પેટમાં પવનનો ભરાવો.

જાગ્રત સભાન અવસ્થાના ઑપરેશન–લોકલ એનેસ્થેશિયાના સહવાની શક્તિ નો'તી. નોવોકેઈનનાં ઇન્જેક્શન માત્રથી ભલભલી સ્ત્રીઓ મોટા ચીરા મુકાવતી. પણ મારા હૃદયના ધબકાર, મને લાગતું, વધી જતા. એ ચિત્કાર ને એ યાતના મારા માટે અસહ્ય થઈ પડતાં શસ્ત્રક્રિયાના ઓરડે આવતાં મારો બોલ સરી પડતો: "No local anaesthesia, Doctor, please!"

અને એમ ૨૫મી ઑગસ્ટની સવારે પાછું હું ભાન ભૂલ્યો
આ ઊંઘ મારી ઊંડી ઊંઘ નીવડે તોપણ પરવા નો'તી.
પણ હિંમત કેળવી હતી; આત્મબળ ગુમાવ્યું નો'તું.
ને અનંત આશાનું ઓજસ્ પૂરતી સતી સામે હતી.

પિતા તો મારી આ યાતનાઓ મટેની તરફડતા નીરખી હાથ જોડતા.

એમ ઑપરેશન પૂરું થયું પાછળ પાછો એક બહુ ચીરો પડ્યો. સાતમી પાંસળી કપાઈ ને પહેલાની કપાયેલીના વધેલા છેડા કાંપવા પ્રયત્ન થયો.

પીઠ પરના ઓપરેશન વધુ વેદનાભર્યાં નીવડ્યા છે ને આ સમયે તો પેટમાં પવન (Gas)ની ઊભી થતી ઉપાધિએ અવધિ કરી. ડૉક્તર બિચારો ઇન્જેક્શનો નવનવા આપીને થાક્યો પણ પવન છૂટે ને ભરાય ક્લોરોફોર્મની આ અસર ઘણા દિવસે હેઠી બેઠી ને પછી તો એ પાટાપિંડી ને ઝોળીના દબાણ, વજનની કોથળી (Shotbag)ના ભાર ને પટ્ટાનાં બંધન-કૃત્રિમ દબાણ આપતી ક્રિયા એનો એ કાયમી કાર્યક્રમ

બે માસમા બે ઓપરેશન થયા હતા

જગત એના રોજિંદા રાહે ચાલતું

પણ મારી તો ઋગ્ણશૈયા હતી

મારા માદલા જગતની વચ્ચે હું વસતો ને એ વસ્તીને નિહાળતો

બેલગામની એ બાળા બોલતી ને રસ વેરતી પડખામા તેલ પુરાવી–ઓલીઓથોરેક્સ (Oleothorax) ની સારવાર થકી રાજને રૂઝ આપતી હતી મુંબઈથી આવતા એના પ્રીતમની માર્ગપ્રતીક્ષા કરતી હું એને જોતો ને વિચારતો એ રસનાથ વિનાના વહાણો એના કેવા જશે? આ દેહના લાલિત્ય ને ઉચ્ચાપલ્ય એના કેફસાંને આરામ આપવા દેશે? સદાએ હસતી ને રમતી એને હું આરામનો આદેશ કરી પડોશીધર્મ બજાવતો, તો સતીને એ સમસ્યામા સમ જાવતી 'બેરિસ્ટર બાબુ રોગની બહુ બીક બતાવે છે!' ને પછી આરામમા આળોટતી.

વધી પડ્યા," ને આંખમાં આંસુ ઊભરાયાં. બારણાની તડ પછવાડે ભેરી રુએ, ઓરડે ઊભો ઊભો ભાઈ રડે. "દેશમાંથી કાકાને આવવા દો પછી ઑપરેશન કરાવીશું." દાક્તર કટાક્ષયુક્ત હાસ્ય કરી ગયો. ને એક માસે તો એ ભાઈની કાયા કૃષ્ણા નદીના તીરપ્રાંતમાં રાખ થઈ ગઈ!

આ ધોરાજીની મેમણબાઈને બે બાજુ રોગ છે પણ એ.પી. થી મટવા આવ્યો. માસ, બે માસમાં તો રજા મળશે. ને, એનો રંગીલો જવાન કોલ્હાપુરના રંગરાગમાં પડ્યો હતો.

પેલા બનારસના પંડિતનો છોકરો કેરકેર ફરીને આવ્યો હતો. ગલગમ નેગેટિવ હતું; બધું સારું હતું. માત્ર એક વજન વધતું નો'તું. મારા ઑપરેશન દિને, એની પણ એક પાંસળી નીકળી ને એની ગભરામણનો પાર નો'તો. એનો બીજો એક્સ-રે લેવાયો ને જાહેર થયું કે એને ઑપરેશનની જરૂર જ નથી.

અને એ મારવાડણબાઈએ તો જોતજોતામાં બે ઑપરેશન કરાવી નાખ્યાં. એનું નામ તે જેમ ને હામ. પણ આજે ક્યાંકથી વાત આવી: એને તો ચાર મહિના જાય છે! મારવાડીએ મુંબઈની ગાડી પકડી; મારવાડણ હેઠી મુખમુદ્રાએ દિન વિતાવી રહી.

આ સુખી યુગ્મ એમના નાના નજીવા ઝઘડામાથી જ ઊંચું આવતું નથી. પ્રભુએ પૈસો આપ્યો છે ને સાથે આંસુ પણ આપ્યાં છે. એકાએક દેખા દીધેલો રોગ દબાય તેવો નથી; એ.પી. ની અફળતા જાહેર થઈ છે. છતાં આરામનો શબ્દ અકારો લાગે છે. આકરી ઉધરસ ક્યાં અટકશે?

સાવિત્રી બ્લૉકમાં સૂતેલો પેલો મુસલમાન નવયુવાન! નવ નવ ઑપરેશન થઈ ગયાં ને નવે નવ પાંસળીઓની શસ્ત્રક્રિયા થઈ, છતાં રામનાં જંતુ જતાં નથી!

"ઈ વિલાયતના વાસીઓને પણ અહીં વાસ કરવો પડ્યો છે. એક એ પી. ઉપર નભે છે, બીજાએ આજ ઓપરેશન ટેબલે ફૂદાફૂદ કરી મૂકી ને આખરે ક્લોરોફોર્મ સૂંઘવું પડયું. એ આધેડ અંગ્રેજ ગૃહસ્થ કેવી અદાથી આરામ લઈ રહ્યો છે! શી શિસ્તથી ઝોળીના દમાણ મેળવી રહ્યો છે! ઓપરેશન બે થયાં—ત્રણ થયાં. એન્ટીરીયર પણ થયું છતાં કેવિટી નથી પુરાતી સ્લીન્ગ (Sling)નો ઉપયોગ એ એક જ માર્ગ રહ્યો છે, ને સવારસાંજ કલાકોભર ઝોળીમાં ઝૂલી રહેતો એ દેહ અરધો લોહીની ટશરો ઉરાડતો જણાય છે! છતાં ય નહિ હલન કે ચલન મને બકિંગહામ રાજમહેલના દ્વારે ઊભેલો જડવત્ સંત્રી

ધમાશી જીવનમાં પાછી તંદુરસ્તી જોખમાવી હતી. કાકા કહેતા, રક્તસ્રાવ એમને થયેલું ને પંચગનીથી વેનલેસવાડી વસવાટ માટે આવનાર હતા. વરસોના વહેણ પછી-યે આ રાજરોગ અમારો પીછો છોડતો નથી! પાંચ પાચ વર્ષ શ્રી મથુરદાસે પંચગનીના પહાડે આરામમાં ગાળેલા ને મુક્ત આહારવિહાર ને નિયમ-નિષ્ઠાથી શરીરને સુસજ્જ કરી શકેલા. મરુકુંજની મોંઘી કૃતિ ગુજરાતી આલમને આપી શકેલા. આજે સેવાના ક્ષેત્રે મહાત્માજીના એક માનીતા સંબંધીને વરસો પછી પણ ફેરે પાડ્યો હતો. મિરજમાં એ વખે એમને શસ્ત્રક્રિયામાં ઊતરવું પડ્યું.

રાજરોગ! તે કેટલાને ક્ષેત્રસંન્યાસ અપાવ્યો છે!

અને પાચ વરસથી પેલો મારો મિત્ર પત્નીને લઈ અહીં પડી રહ્યો છે. મારા પ્રથમ વસવાટ વખતની એ પિછાન આરોગ્યગૃહનું અબાધિત જીવન જીવતો આજે ય હું એને નીરખું છું. એના સગા સ્નેહી દૂર રહ્યાં, ઓળખીતા આઘે રહ્યાં નિરંકુશ જીવન અર્થ વગરના વસવાટ પણ વહાલા લેખે છે. પત્ની કદાચ એ.પી. (Artificial Pneumothorax) લે કે પી પી. (Peritonium Pneumothorax) લે, પેલા વહુઆરુ જીવનથી દૂર, કંઈ પણ સારવાર ન હોય તો સારવારના ઓઠાં પણ આવકારદાયક લાગે આરોગ્યગૃહના લાંબા રહેઠાણનો જાણે રેકર્ડ તોડવો ન હોય! પણ વરવહુની પ્રગતિ જુદી જ દિશામાં કદમ ભરી રહી હતી કોઈએ કહ્યું, એમને તો મોરફીન (Morphine)ના મોહ લાગ્યા છે. બપોર થાય કે રાત પડે, કંપાઉન્ડરોને કાલાવાલા થાય છે લાઈની ભૂખ લાગતી જાય છે; બાઈની બદશિકલ થતી જાય છે. આરોગ્યગૃહનો એક વખતનો રૃષ્ટપુષ્ટ કાયાનો આ આદમી, પેટ પાતાળે પહોંચાડતો ૧૦૨ રતલ વજને આવે છે સેનેટોરિયમની સર્વાંગી સુંદરી ગુલાબના રંગ ત્યજી, ભયાનક-

* , વિલાયતની વાસીઓને પણ અહી વાસ કરવો પડયો છે. એક એ પી. ઉપર નભે છે, બીજાએ આજ ઓપરેશન ટેબલે કૂદાકૂદ કરી મૂકી તેઆખ- ક્લોરોફોર્મ સૂંઘવું પડયું એ આધેડ અંગ્રેજ ગૃહસ્થ કેવી અદાથી આગમ લઈ રહ્યો છે! શી શિસ્તથી ઝોળીના દમાણ મેળવી રહ્યો છે! ઓપરેશન બે થયા-ત્રણ થયા એન્ટીરીયર પણ થયું છતા કેવિટી નથી પુરાતી સ્લીન્ગ (Sling) નો ઉપયોગ એ એક જ માર્ગ રહ્યો છે,"ને સવારસાંજ કલાકોભર ઝોળીમા ઝૂલી રહેતો એ દેહ જાણે લોહીની ટશરો ઉરાડતો જણાય છે! છતા ય નહિ હલન કે ચલન મને બકિંગહામ રાજમહેલના દ્વારે ઊભેલો જડવત્ સત્રી સાભર્યો!

આજે પેલા કરોડપતિની કન્યા ઊનરી સુખિયાને પણ આ રોગની સગાઈ થાય છે

અને બિહારના એ જમીનદારની આરસસમી પુત્રી અહીં આવી, ત્યારે તો લઈ આવતી સ્ટ્રેચરને દાક્તરોએ પણ હાથ અડકાડયા આરસની મૂર્તિ પછડાય ને ભાગી જાય તો! પૈસાદાર દરદીઓ શા માટે પડાપડી કરાવે? શું કઈ બેન્સોગાદ આપી જવાનાં હતા? આરસની પ્રતિમાનું વજન હતું પૂરું ૧૫૦ આરામ કે અવાજનવારની એ પી ની સલાહ મળી, ઓપરેશન તો મોટેરા શા માટે કરાવે?

અને મારી બાજુના કાકાને પણ ઓપરેશન અળખામણા થઈ પડ્યાં હતાં રાતની નીરવ શાંતિમાં એમની ઉધરસનો અવાજ આવતો ને સવારે હુ સહેજ એમને કહી જતો "થોરાકોપ્લાસ્ટી કરાવી નાખો તો!" "ભાઈ! મારી શક્તિ નહિ મારી આ પાંડુ જેવી લોહી વગરના સ્થિતિ આરામથી કેમ ન મરે? ને મરુ ડુ જના લેખક શ્રી મથુરદાસ ત્રિભ્મજની વાત કાઢતા

મુંબઈના એ સાલના એ મેયર-નગરપતિએ ફૂલોનાં તોડ

ધમાની જીવનમાં ; પાછળી તંદુરસ્તી જોખમાવી હતી. કાકો કહેતા, સંતમન એમને થયેલું ને પંચગનીથી વોનલેસવાડી વસવાટ માટે આવનાર હતા. વરસોના વહેણ પછી યે આ રાજરોગ અમારો પીછો છોડતો નથી ! પાચ પાચ વર્ષ શ્રી મથુરદાસે પંચગનીના પહાડે આરામમાં ગાળેલા ને મુક્ત આહારવિહાર નો નિયમ – નિષ્ઠાથી શરીરને સુસજ્જ કરી શકેલા મરુકુ જની મોંઘી કૃતિ ગુજરાતી આલમને આપી શકેલા. આજે સેવાના ક્ષેત્રે મહાત્માજીના એ ભાતીતા સંબંધીને વરસો પછી પણ હેઠે પાડયો હતો. મિરજમા એ વયે એમને શસ્ત્રક્રિયામા ઊતરવું પડયુ.

રાજરોગ ! તે કેટલાને ક્ષેત્રસંન્યાસ અપાવ્યો છે !

અને પાચ વરસથી પેલો મારો મિત્ર પત્નીને લઈ અહી પડી રહ્યો છે. મારા પ્રથમ વસવાટ વખતની એ પિછાન આરોગ્યગૃહનું અબાધિત જીવન જીવતો આજે ય હું એને નીરખું છું. એના સગા સ્નેહી દૂર રહ્યાં, ઓળખીતા આઘે રહ્યા નિરંકુશ જીવન અર્થ વગરના વસવાટ પણ વહાલા લેખે છે. પત્ની કદાચ એ.પી. (Artificial Pneumothorax) લે કે પી પી. (Peritonium Pneumothorax) લે, પેલા વહુઆરુ જીવનથી દૂર, કંઈ પણ સારવાર ન હોય તો સારવારનાં ઓઠાં પણ આવકારદાયક લાગે આરોગ્યગૃહના લાંબા રહેઠાણનો જાણે રેકર્ડ તોડવો ન હોય ! પણ વરવહુની પ્રગતિ જુદી જ દિશામા કદમ ભરી રહી હતી કોઈએ કહ્યું, એમને તો મોરફીન (Morphine)નો મોહ લાગ્યો છે. બપોર થાય કે રાત પડે, કંપાઉન્ડરોને કાલાવાલા થાય છે બાઈની ભૂખ ભાગતી જાય છે; બાઈની બદશિકલ થતી જાય છે. આરોગ્યગૃહનો એક વખતનો પુષ્ટ પુષ્ટ કાયાનો આ આદમી, પેટ પાતાળે પહોંચાડતો ૧૦૨ રતલ વજને આવે છે. સેનેટારિયમની સર્વાંગી સુંદરી ગુલાબના રંગે સ્વચ્છ, ભયાનક-

તાને વરતી જાય છે. કેવી એ અધોગતિ ! માબાપે પાંચદસ હજાર ખર્ચ્યા. જીવનનો પસીનો નિચોવ્યો. અસાધ્ય રોગને પણ જીવ લેતો અટકાવ્યો ત્યારે આ નિરંકુશ વાતાવરણનું વળગણ વળગ્યું હતું. મને એ મારી પ્લુરસી ને ગ્લુકોઝના ઇન્જેક્શન યાદ આવ્યા. ઊંઘની દવાઓ અને ઇન્જેક્શનોની છતેબારીઓ તરી આવી. પણ પાતના ભૂલવાનાં મારા એ ફાંફાં હતા. મારાં આ મિત્રો તો અમેરિકાના આવી દવાઓથી ટેવાયેલા અંગીઓ (Drug-addicts) ને પણ માત

આ અમારી રુગ્ણશૈયા છે, જ્યાં એક જ માબાપના ચારચાર દીકરા માટલે પડ્યા છે. એકનાં ઓપરેશનો પૂરાં થયાં, બીજાના શરૂ થયાં, ત્રીજો બન્ને બાજુની એ.પી. ઉપર નભે છે, ત્યારે ચોથો આરોગ્યગૃહે પ્રવેશ પામે છે! રોગિષ્ટ બહેન તો બિચારી ક્યારની ય પરવરી ગયેલી. સંસર્ગદૂષિત વાતાવરણે વર્તાવેલો આ કેર હતો!

છતાં કેટલાક કહે છે, રોગ વંશપરંપરાનુગત છે।

દુઃખી મનુષ્યોનાં દુઃખ હળવાં થયાં જ નથી. સમાચાર આવે છે, એકલો દીકરો વતનમાં ઝાડ પરથી પડતાં દેહ વિલય પામે છે; બીજો રાજરોગી, ઓપરેશન માટે અશક્ત, દેશની ભાગોળે પહોંચતાં દેહ પાડે છે! અને એ પિતાના મુખ પરનું ગાંભીર્ય કોઈને કંઈ-કંઈ કહી જાય છે.

આ અમારા વસવાટની વીતકકથા- રાજરોગ પરનું મારું વાચન આગળ વધે છે ને મારું વદન પણ વિષણ્ણ બનતું જાય છે. થૌરા કોપ્લાસ્ટીની સફળતા છ માસથી એક વરસ સુધી કે વધુ સમય સુધી સમજાય નહિ. રૂઝ માટે સમય નિર્ણિત કરી શકાય નહિ. છ માસનો આરામ ઓછામાં ઓછો ઓપરેશન પછી જોઈએ; અને તે ઉપરાંત શસ્ત્રક્રિયાની સફળતા તો રોગ, તેનો પ્રકાર, પ્રાપ્ત થયેલું દબાણ ને દરદીની સ્થિતિ વગેરે ઉપર અવલંબે.

મારા બલગમની ઊંડી ઊંડી તપાસ–બબ્બે વારની તપાસે પાણું દેખાડયું હતું કે હું ચેપી રોગી મટયો હતો; હવે માત્ર રુગ્ણાવસ્થાનો રોગી રહ્યો હતો.

પણ સ્પુટમ સદંતર બંધ થતું નો'તું. ઉધરસ સાવ ઓછી થતી, નો'તી. જંતુ રહિત આવતું આટલું બલગમ દાક્તરો બ્રોન્કીએક્ટેસીસનું પરિણામ લેખતા. ઓટો-કલ્ચરનાં (auto-culture) નાં ઇન્જેકશનની હિમાયત થતી ને લીપીઓડોલ (Lipiodol) ની

સારવાર સૂચવાતી શ્વાસનલિકા કે અધશ્વાસનલિકાનું વિસ્તૃત થવું. એ આ ઓપરેશનની કેટલાક સંજોગોમાં ઊભી થતી ઉપાધિ હતી. લીપીઓડોલ એ મુખ વાટે એક જાતનું પ્રવાહી ઉતારવાની ક્રિયા છે, કઢંગી ક્રિયા છે, પણ બ્રોન્કીએકટેસીસ સુધારનાની સારવાર છે એ સારવાર મારી શરૂ થઈ નહિ પણ સ્પુટમમાંથી નિપજાવેલાં ઓટો કલ્ચરના ઇન્જેક્શન લેવા મેં શરૂ કર્યા અનિદ્રા, અપચો કે એવી નાની નાની ફરિયાદો માટે અન્ય ઇન્જેક્શન પણ લેવાતા–પોષક તત્ત્વના પુરવઠા માટે બેરીન (Berin) ને સેલીન (Celin) ના બી અને સી વિટામિન ઇન્જેક્શન શરૂ થતા ને કદીક કદીક કેલ્શિયમ માટે પણ સોય ભોંકાઈ જતી

અને એમ જ્યારે ઓક્ટોબરની ૩૦ મીએ અમે આરોગ્યગૃહ છોડયું ત્યારે દિવાળી વીતી ગઈ હતી સંવતનું એક વધુ વર્ષ શરૂ થયું હતું. એ અમારા માટે શા આનંદ ને શી આપદાઓ લઈ આવવાનું હતું એ અંગેના અપોલ ભાન સાથે અમે આંગણે પગ મૂક્યો, તો સાભળ્યું કે પ્રહ્લદેશે વસેલી બહેન આ રોગથી હેઠે પડેલી પાછી ફરી હતી.

બાળપણથી જ એને બ્રોન્કાઈટીસ કે દમ જે કહો તે, ઊંડી ઉધરસ અપાવતા કોઈ કહેતું ગળામા વધી ગયેલા કાકડાનું એ તો પરિણામ. મુંબઈના એ ક્લિનિકે મારી સને ૧૯૩૫ની સારવાર દરમિયાન મેં આ બહેનની પણ તપાસ કરાવેલી ને પાછળથી મિરજના આરોગ્યગૃહે એના કાકડા પણ કપાવેલા. બન્ને ય તપાસ દરમિયાન એનુ બલગમ ચેતનરજ વિહીન જણાયેલું, છતા આકરી ઉધરસ એક દિન દગો દેશે એ અમને દહેશત રહેતી. ઓટો-ફ્રેચરના ઇન્જેક્શન અપાયા ને તે વખત તો ડૉક્ટરના આદેશ મુજબ કૉડલીવર ઑઈલ ને આરામની સારવાર સાથે, અમે એની ઉધરસને પણ ભૂલ્યા ને એના કદીક કદીકના લોહીરમનને પણ વિસારે પાડયું.

અને જ્યારે સને ૧૯૩૮મા આ આરોગ્યગૃહથી છૂટેલો હું વતનના વસવાટે પડયો હતો, ત્યારે આથી પણ બીજી નાની બહેન – માત્ર બાર વર્ષની બાળાનુ, એક સાજનુ રક્તવમન અમને ભડકાવી ગયુ નો'તી ઉધરસ, નો'તો દમ કિલ્લોલ કરતી બાલિકા પડી ને એની ચકોર આખ વસ્તુસ્થિતિ પરખી ગઈ. નાની વયનાં લોકને થતો આ ક્ષયરોગ (Milinary Tuberculosis) ઝડપથી કાળ ભરતો જાય છે બાળકોને બનતા સુધી તો રોગ ક્ષયની ગાંઠોમા પરિણમે છે પણ ફેફસાનો ક્ષય સોળ વર્ષ નીચેનાં લોકને થયો તો ઝડપથી વિસ્તરતો જાય છે ને ઘણી વખત ફેંકડા મારતા ક્ષય (galloping

consumption) ના નામથી ઓળખાઈ ફેફસાના કુમળા ભાગને ભરખતો ટૂંક સમયમા દરદીને પણ ભરખી જાય છે

એમ પિતાએ પુત્રી માટે ભરેલી મિરજની વસમી વાટ આખર વસમી નીવડી દાક્તરો કંઈ પણ ન કરી શકે એ કક્ષાએ જોત જોતામા પહોચેલો રોગ ચાર માસમા તો સાગલીની લાગોળે વહેતી નદીના તીર પ્રાન્તમા એક નાની શી ચિતા ખડકાવી ગયો!

કુંવારી કન્યાનાં એ છેલ્લી વારનાં કંકુઅર્ચન અને દીવાની પ્રગટતી જ્યોતને નમન, અમારા જીવન માટે શા મર્મ મૂકતાં ગયા હશે?

વિદારી ગયું, પણ હત્યારેની હિમાયત પણ કરતું ગયું.

ને એમ આ રાજરોગની ભૂલાવળ પાછી મેં નીરખી, એ વંમે, જ્યાથી છૂટેલો, છુટકારાનો દમ ખેંચતો, આજે હું ઊનર્યો હતો, પણ આ ઇતિહાસ મારી આગળ હતો.

અને દરમિયાનમાં ઠીકઠીક સાજી થયેલી ભાભીએ પાછું સ્વાસ્થ્ય ગુમાવ્યું હતું. સને ૧૯૩૮ની એની માંદગી કંઠમાળાથી ઊપજેલી, ફેફસે અસર પહોંચાડી ગઈ હતી. આણંદની એ.પી.એ એને અવતાર-આપેલો. પ્રસૂતિની પરંપરાએ પડેલી પુત્રીઓ ને દેવે નહિ, દીધેલ દીકરો, કેટલાં ય અણસમજુ માબાપ માટે આ રોગનું ક્ષેત્ર તૈયાર કરતાં જાય છે, તે આપણે એમની ચિંતાયુક્ત મુખમુદ્રા નીરખીએ તો સમજાય. મેલેરિયામા ઊપડેલો એ તાવ આખરે મારકણો નીવડ્યો. બીજી બીમારી નો'તી; પણ તાવ હઠતો નહોતો. આતરડાં નરમ પડતાં ગયાં ને મૂત્રાશય (Kidney)નું કાર્ય મંદ પડતું ગયું. એ ત્રણ દિનની બેભાન અવસ્થા, ને મને પંચગનીની પુત્રની શાશ્વતશૈયા સાંભરી.

ભાભીને ગામના ગોંદરેથી જતો જોઈ; ને એ.જ ગોંદરે મહાદેવના દહેરે રાસડાની રમઝટ લેતી ભોળી ભાભીનો એ અવાજ અથડાયો—

નાનો દિયરિયો કંઈ લાડકો,
ને એ તો લાવ્યો મેંદીનો છોડ રે,
મેંદીરંગ લાગ્યો રે!

ને મારાં આંસુ છૂપાં ન રહ્યાં.

એ ૧૭ માર્ચ ૧૯૪૨ નો દિન.

ત્યારે તો બ્રહ્મદેશથી પાછી ફરેલી એ બહેનનાં સાસરિયાં એને રાજરોગનું ઘરવૈદું કરી રહ્યાં હતાં. કેળિટી પડેલાં ફેફસાને આ વૈદક

કેમ કરી સુધારે? પેટમા પાછી ચૂક ઊપડની રોગ આંતરડે પણ ઊતર્યો લાગતો હતો

ને મિરજના ઓપરેશનો સિવાય આરો નહોતો.

પણ આના સાસરિયાએ તો એમને સમજાય એ બધુ કર્યું મોડો મોડો પણ એ પી નો અખતરો થયો, પણ ગંઠાયલાં એડીઝન કેસાને સંકોચન આપવા દે તેમ નો'તા એ પી ની અશક્યતાથી બહેન અજ્ઞાન હતી—અજ્ઞાન રહી રોગ કે રોગના ઉપાયોના અજ્ઞાન રોગીના આનંદ પળભર ટકાવે પણ એ રોશન કયા સુધી નભે

મિરજના પંથ માટેની મારી આરજૂઓ એળે જ ગઈ પતિ અસહાય હતો, બાપે તો બબ્બે નણ ત્રણ વાર એ પંથ કાપ્યા હતા

સવાલ નાણાંનો યે હતો, સવાલ સેવાનો ય હતો પૈસા તો મળી ચૂકે પણ માણસ મળવા મુશ્કેલ

સેવાના મૂલ્ય ચૂકવી જાણનાર જગતમા કેટલા ઓછાં!

એ જગત નફાતોટાના સોદામા જ આખો ઘસડાતુ અમારા રોગીઓના જીવસટોસટના સોદા ન તો જગત સમજતુ કે એને સમજવાની નવરાશ હતી

કોઈ કહેતા, સ્ત્રીઓને સુધરના રોગ પણ કયા સુધી પહોંચાડશે? ઓપરેશનો કેટલે આવે વધારશે?

જના બહેનના મુખનુ હાસ્ય સુકાયુ નહોતુ આજે ભૂખ ભાગતી તો કાલે ઊઘડતી અને એને કશો ય રોગ નથી એ અજ્ઞાનપર પરાણે એ પાછી અટવાતી

એ દિવસો એના જતા, અને એ દિવસો એના કારમા હતા એનુ એને ભાન થાય ત્યા તો કરાળ કાળે એનો પંજો એક પ્રભાતે ફેરવ્યો

—ત્યારે નહોતો પતિ પાસે કે નહોતો ભાઈ પાસે!

રાજરોગીઓનાં જીવન સુધરતાં નથી; અરે, મરણ પણ સુધરતાં નથી !

વતનના ઘરની ઋણુશિયાએ એનું મરતું મુખ જોવા હું દોડયો ને એ ઘરના ટોડલે બાંધેલ ગવનનો કંકડો કહેતો ગયો કે સૌભાગ્યવંતી દીકરીએ એનું પિયર છોડયું હતું. ભાલે પિયળઅર્ચન કરીને એના જગતઘરને છોડયું હતું.

એવા કેટકેટલા કારમા દિન આ રાજરોગ અમારા માટે લઈ આવ્યો !

પરદેશ હતો, ને માથી અધિક અપર-મા પરવરી હતી.

પાછો ફર્યો ને પંચગનીના રસ્તે એક બેનીપંખાડું ઊડી ગયું.

પછી તો હું પટકાયો.

અને સમયના પેટાળમાં પાછી બે બહેનો પુરાઈ ગઈ ને ભાભી પણ ભરખાઈ ગઈ.

મા ને એની ત્રણે ય દીકરીઓ એમની માયાના માત્ર અવશેષ મૂકીને ચાલતી થઈ.

પહાડનો યોગી તો મને આજે ય હલાવી જાય છે.

ને ભાભીના ભાવ મોંઘા થઈ પડયા છે !

રાજરોગનાં આ બધાં બલિદાન, ચેપના એ સંસર્ગદૂષિત વાતાવરણનું પરિણામ નહિ તો શું ? કૌટુંબિક પરંપરા (Family run) નું બીજું કયું કારણ હોઈ શકે ?

ને છતાં ઘણા માને છે કે રોગ વંશપરંપરાનુગત છે !

આ અમારી કહાણી છે.

ખભે કાવડ ભરાવીને બાપ બધાંને લઈ ને ફર્યો છે ને જીવનનો મહામૂલો દાયકો આપ્યો છે.

છતાં ય એણે સ્થિતપ્રજ્ઞનાં સ્મિત જ દાખવ્યાં છે !

અને આજે બેંતાળીસ વર્ષની બહેનનો દીકરો એક સવારે આવે છે ને કહી જાય છે કે એ માજણી બહેને મુખવાટે લોહી નાખ્યું છે, ને મારા ય મુખે પરાજિત અજ્ઞાનું અટ્ટહાસ્ય નીકળી પડે છે

આ ઉધ્વટની લીટીઓ પડે છે, છતા ય રાજરોગ છોડતો નથી. એ બહેનનો દીકરો પણ પાછળથી પટકાય છે.

ક્ષયરોગ! તને તે અમારે શાના તર્પણ કરવાં?

આ તો એક નાના ઘરની વીતક.

કુટુંબના કોઈ વિસ્તરતા પરિવાર ઉપર નજર નાખું તો જણાય એક વડવો, એ વડવાના સાત દીકરા જાણેલું ને જોયેલું, લોહી વમન કરતા એ મરેલા. એમના પુત્રો આજે વીસ ને ચાળીસના કેટલા ય ચાલી ચૂક્યા! – એ જ ચેપની શું ગાલમા!

છતા ડાહ્યાઓ કહે, એ બધા વારસાઈના દાખલા. ગામડાના જથ્થા ઉપર જાઉં કે શહેરની શેરીઓ વટાવું, ઘરેઘર ઢળી રહેલી ગ્રગ્ણશૈયા ભાળું છું. અને મારો એકરાર એ જ છે: ચેપ, અજ્ઞાન, ભૂખમરો ને કંગાલિયત!

આ આજનો અમારો વારસો!

વિશ્વયુદ્ધો આવે છે ને અમારા આ વારસા વૃદ્ધિ પામતા જાય છે.

રણભૂતા સ્વર્ગે સંચરે છે, વિજેતાઓનો વારો પાછળથી આવે છે

છતા સામ્રાજ્યના શેખાનો સાતસત્તર વર્ષે સત્યાનાશ સત્કારતા જ જાય છે

ગત મહાયુદ્ધ પછીના એ મરણઆંકડા – આ રાજરોગના, દેશ દેશના કંપાવનારા નીવડ્યા છે જળમાર્ગની મુશ્કેલીઓ ને આયાત-નિકાસના અંતરાયોથી ઊભી થતી અનાજની અછત ને એની વહેંચણીની વ્યવસ્થા સમાજના બાંધા ઉપર અસર પહોંચાડતી જાય છે.

ખોરાકના પૌષ્ટિક તત્ત્વની તો વાત જ ક્યાં કરવી?

મહાયુદ્ધો બંધ થાય છે ને મહારોગો ફાટી નીકળે છે. શાંતિના સામ્રાજ્ય સાથે રાજરોગના તાંડવખેલ ખડા થાય છે.

અન્ય એવા મહાનાશ તો કેટલા ય નોંતરાય છે.

બંગાળનો એ દુષ્કાળ અને બિહારની મહામારી, આજનું અનાજસંકટ અને આડકતરી શોષણનીતિ, કમનસીબોના શા હાલ કરતું ગયું છે ને કેટલાંને મારતું ગયું છે એનો અંદાજ કાઢીએ તો આંકડો કંપાવનારો થઈ પડે છે.

ઝાંખગોળા દેહને દઝાડે; હિંદ માટે તો આ યુદ્ધ દિલ દઝાડનારું આવી ગયું.

ગરીબાઈ! તેં પવિત્ર પત્નીઓને ય પતિતો બનાવી છે.

યુદ્ધોત્તર યોજનાઓ વિચારાય છે. માણસનું આર્થિક જીવનધોરણ ઊંચે લાવવાની વાતો થાય છે. ને જૂઠ, શોષણ અને અન્યાયની વાતો બાજુએ ધકેલાય છે.

કંગાલિયત! તું ક્યાં જઈ અટકશે!

ઈટાલીમાં આ રાજરોગના આકડા તો ઊંચે ચડવા પણ માંડ્યા. ફ્રાન્સમાં પચાસ ટકા જેટલો ક્ષયના કેસોમાં વધારો થયો. એવી જ ક્ષયના દરદીઓની સ્થિતિ નેધરલેન્ડઝમાં છે. ગ્રીસમાં પણ ક્ષયનો ફેલાવો બહોળા પ્રમાણમાં બહાર આવે છે.

આ દેશમાં અમારા શા હાલહવાલ થશે?

યુદ્ધફંડો એકઠાં થાય છે; અબજો એક દિનમાં ખર્ચાઈ જાય છે.

ક્ષયરોગનિવારણ–યોજનાના અમારા સત્યાશી લાખ અમને કેટલે પહોંચાડશે? દુઃખપીડિતોનાં દર્દ ક્યાંથી મટાડશે?

મિલનો માલેતુજાર કે શહેરનો શાહસોદાગર એના નફાનાણાંના હિસાબમાં જ અટવાઈ પડ્યો છે. યુદ્ધે તો આજે એકેએકને એર-

'દુરસ્ત કાયાપલટ ત્યારે જ આવે

મારી કાયાએ પલટો લીધો,

મારા જીવનનો પલટો આવશે?

આકાશના તારાઓ મને સતાવી રહ્યા છે· સૂચિત ભાવે કહી રહ્યા છે:

આ તો અમારી રુગ્ણશૈયા છે—શાશ્વત રુગ્ણશૈયા છે!

| રાજ્ય કે પ્રદેશનું નામ | સેનેટોરિયમો | હૉસ્પિટલો | ક્લિનિકો | વૉર્ડો | બિછાનાઓ | ડૉક્ટરો | નર્સો | આરોગ્ય નિરીક્ષકો | સામાજિક કાર્યકરો | લૅબોરેટરી નિષ્ણાતો | ઍક્સ-રે નિષ્ણાતો | સામાન્ય સ્ટાફ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પશ્ચિમ બંગાલ | ૩ | ૯ | ૧૮ | ૧૨ | ૨૩૨૯ | ૨૨૪ | ૭૯ | ૧૫ | ૩ | ૧૨ | ૧૨ | ૪૧૦ |
| આંદામાન ને નિકોબાર | — | — | ૧ | — | ૧૮ | ૨ | ૧ | — | — | — | — | ૧૦ |
| દિલ્હી | — | ૨ | ૩ | — | ૧૨૪૫ | ૪૨ | ૬૬ | ૧૧ | ૧ | ૫ | ૭ | ૧૦૮ |
| હિમાચલ પ્રદેશ | ૨ | — | ૪ | ૨ | ૧૭૪ | ૧૧ | ૫ | ૩ | — | — | ૩ | ૬૦ |
| મણિપુર | — | ૧ | — | — | ૩૪ | ૧ | — | — | — | — | — | ૧૦ |
| ત્રિપુરા | — | — | — | ૧ | — | — | — | — | — | — | — | — |
| ગોવા | ૧ | — | — | — | ૧૦૦ | ૧ | ૧ | — | — | ૧ | — | ૧૦ |
| સિક્કિમ | — | ૧ | — | — | ૪૦ | ૩ | ૧ | — | — | — | ૧ | ૫ |
| | ૬૯ | ૭૧ | ૧૭૪ | ૧૪૬ | ૨૨,૧૩૮ | ૧૩૦૧ | ૮૬૨ | ૧૫૫ | ૧૫ | ૯૮ | ૧૪૨ | ૨૯૬૬ |

આશરે ૧૪ જેટલી ક્ષયરોગ સંસ્થાઓએ, ડૉક્ટરો, નર્સો, આરોગ્ય-નિરીક્ષકો વગેરેને આ રોગ અંગે અનુભવ આપવાની જોગવાઈનું કાર્ય પણ અપનાવ્યું છે.

* હિન્દી ટ્યુબરક્યુલોસીસ ઍસોસીએશન તરફથી પ્રકાશન પામેલ ક્ષય સંસ્થાઓની ડાયરેક્ટરી (ચોથી આવૃત્તિ, ડિસેમ્બર ૧૯૫૬) ના આધારે માહિતી લેવાયેલી છે.

*પોષાક-તત્ત્વનો અભાવ જવો જોઈએ. આરોગ્યનાં ધોરણો પણ સુધરવાં જોઈએ. અને રોગ અંગેનો જ્ઞાન-પ્રચાર તો ઘણું કરી શકે.

ક્ષયરોગ સામેનો સંગ્રામ દ્વિ-મુખી હોવો જોઈએ. આરોગ્ય સુખાકારી વધારવાના પ્રયાસોનું પૂરતું આયોજન અને જનતાના આજીવિકા-ધોરણમાં સુધારો. રાષ્ટ્રની પંચવર્ષીય યોજનાઓની નેમ જીવનધોરણ વધારવાની છે. પણ એનાં અમલી પરિણામો તો સમય માગી લે. એટલે જાહેર આરોગ્યના ઉપાયોની ઉપયોગિતા વીસરી ન શકાય. પ્રશ્ન એ છે કે મળતાં નાણાંનો મુખ્ય ઉપયોગ અટકાયતી (Preventive) યોજનાઓ કે નિદાન-પરીક્ષા ને સારવાર (Remedial) સગવડો માટે કરવો? રાષ્ટ્રની ક્ષયરોગ અંગેની રીતિ-નીતિએ

ત્રીસ જેટલી વિધવિધ દરખાસ્તો રજૂ થઈ છે. સાચા પ્રયત્નો પ્રગતિના પંથે છે.

### જ્ઞાનપ્રચાર

અટકાયતી ઉપાયોની અગત્યતા સમજાવવા જ્ઞાનપ્રચારની પ્રથમ ખાસ જરૂર છે. દરેક રાજ્યનાં જાહેર આરોગ્યખાતાંઓ ક્ષયરોગના ખાસ વિભાગ રાખી જ્ઞાન પ્રચાર અંગેની ઝુંબેશ ઉપાડે તે હિતાવહ છે. હિંદની ક્ષયરોગ સંસ્થા (Tuberculosis Association of India) અને એની રાજ્યોની અન્ય શાખાઓ હાલ તો આ અંગે જ્ઞાનપ્રચાર મુખ્યત્વે કરી રહી છે.

### બી. સી. જી. રસી (B. C. G. Vaccination)

ક્ષયરોગની અટકાયતી લડતમાં બી. સી. જી. રસીની હિલચાલને મોખરે રાખવામાં આવી છે. હિંદમાં આ પ્રવૃત્તિ નાના પાયે સને ૧૯૪૮માં શરૂ કરવામાં આવેલી અને ૧૯૫૧માં તેનો ફેલાવો થયેલો. આજે બધાં યે રાજ્યોએ એ કાર્યક્રમને અપનાવી લીધો છે. દેશમાં લગભગ ૮ કરોડ જેટલી વસ્તીને આજ સુધી ટ્યુબરક્યુલીન પરીક્ષાથી તપાસવામાં આવી છે અને તેમાંથી ૨ કરોડ ૮૦ લાખને બી.સી.જી. ની રસી અપાયેલ છે. સને ૧૯૬૦ આખર સુધીમાં બધી થ ૧૭ કરોડ ચેપગ્રાહ્ય (Susceptible) વસ્તીને આ પ્રવૃત્તિ પહોંચી વળશે તેવો એનો વેગ છે. ૧૪૦ ડૉક્ટરો ને ૭૫૦ ઉપરાંત નિષ્ણાતો આ કાર્યમાં રોકાઈ ગયા છે અને વરસે ૪૦ લાખ રૂપિયા આ પ્રવૃત્તિ પાછળ ખર્ચાય છે. UNICEF સંસ્થા તરફથી બી.સી.જી. કાર્યક્રમ અંગે દવા, વાહનોની સહાય મળે છે અને WHO નિષ્ણાત સ્ટાફ પૂરા પાડે છે. ગીન્ડી–મદ્રાસ (Guindy-Madras)ની પ્રયોગશાળા તરફથી રસી પૂરી પડે છે. બી.સી.જી.ની લડત સાથે જે જ્ઞાનપ્રચાર પરિણમે છે તે માત્ર ક્ષયરોગની અટકાયતની સફળતા માટે જ નહિ પણ

છે. ચેતનરજનું રોગકારક તત્ત્વ નિર્મૂળ કરી રોગવિરોધક તત્ત્વ ઉપર આવે એ બી.સી.જી. રસીની ક્રિયા છે. શહેરોમાં રહેલા મોટા ભાગના લોકો ચેપની હળવી અસર નીચે આવતાં કુદરતી રીતે એ અબાધકતા મેળવે છે. શરીરમાં આવાં અબાધક રક્ષનારાં તત્ત્વો છે કે નહિ તે ટ્યુબરક્યુલીન તપાસથી સમજી શકાય. જેમનામાં આવાં સંરક્ષણ તત્ત્વો હોય તેમના કરતાં તેના અભાવવાળા મનુષ્યોને ક્ષયરોગ થવાનું જોખમ લગભગ ૭ ગણું વધુ હોવાનું મનાય છે. પરંતુ આવાં રોગનો સામનો કરનારાં તત્ત્વોના અભાવવાળા લોકોને જો બી.સી.જી. રસી આપવામાં આવે તો ક્ષયરોગમાંથી તેઓ અસરકારક રીતે મુક્ત રહી શકે છે.

આ રસીથી કોઈનું મરણ નીપજ્યું હોય અગર ક્ષયરોગ તેનામાં તેથી ઉગ્ર બન્યો હોય કે પ્રસર્યો હોય તેવું જાણવામાં આવ્યું નથી. અનારોગ્ય અને પોષક તત્ત્વોના અભાવવાળી પરિસ્થિતિમાં આવી રસીનાં પરિણામો જોખમકારક નીવડશે તેમ ઘણાંને સંદેહ છે; પણ તેમ માનવાને કોઈ કારણ નથી. ઊલટ, પોષક તત્ત્વના અભાવમાં ક્ષયરોગ જ્યારે આટલો સત્વનાશી નીવડતો જાય છે ત્યારે તો આવી પ્રતિકાર અપાવતી રસી લેવી વધુ જરૂરી છે. ક્ષયરોગીને પણ આ રસી નુકસાનકર્તા નીવડી નથી.

હિંદમાં આ રોગનું પ્રમાણ વિશેષ છે અને ચેપના સંસર્ગમાં આવતાં વ્યક્તિ ૨૦ થી ૨૫ વર્ષની ઉંમર થતાં અબાધકતા મેળવી જાય છે. ટ્યુબરક્યુલીન તપાસનું પરિણામ આવી વ્યક્તિઓમાં ૯૦ ટકાથી પણ વધારે પોઝીટીવ આવે છે. એટલે બાળકોને મુખ્યત્વે બી.સી.જી. રસી આપવાનું જરૂરી છે.

હાથ ઉપર ચામડીના પડોની વચ્ચે ટ્યુબરક્યુલીન ઇન્જેક્શન અપાય‌માં આવે છે—Montaux skin test આને કહે છે. પ્રયોગનું

પરિણામ બેથી ત્રણ દિવસમાં સમજાય છે. ઇન્જેક્શનની જગાએ જો એક નાનું ઢીમણું ઊપસી આવે તો પોઝીટીવ પરિણામ કહેવાય; સ્થિતિમા ફેરફાર ન હોય તો પરિણામ નેગેટીવ સમજાય. આવી નેગેટીવ પરિણામવાળી વ્યક્તિઓ ક્ષયરોગીના સંસર્ગમાં આવતાં જલદીથી રોગનો ભોગ બને છે. બી.સી.જી. રસી આવા લોકોને આપતા નેગેટીવ પરિણામને પોઝીટીવમાં બદલી શકાય છે, તેઓના શરીરમાં અવરોધક શક્તિ ખીલવી શકાય છે, અને આમ ક્ષયરોગ સામે સામનો કરવા સહાય મળે છે.

બી.સી.જી. રસી પણ ચામડીનાં પડોની વચ્ચે ડાબા હાથે ખભાથી થોડા નીચેના ભાગમાં આપવામાં આવે છે. ઇન્જેક્શન આપતાં જ ચણાની દાળ જેવડું ઢીમણું ઉપસી આવે છે ને થોડા કલાકો બાદ બેસી જાય છે. ત્રણેક અઠવાડિયા બાદ ફરી નાનું ઢીમણું દેખા દે છે અને કોઈ વખતે ફૂટી જઈ ચાંદું પણ પડે છે અને મટતાં બેત્રણ માસ કદાચ લે છે. બી.સી.જી. આપ્યા બાદ લગભગ બે માસ પછી ટયુબરક્યુલીનથી ફરી તપાસવામાં આવે તો પરિણામ પોઝીટીવ આવવું જોઈએ. તેમ ન થાય તો બી.સી.જી. ફરીથી આપવાની જરૂર કહેવાય.

બી.સી.જી. સંરક્ષક તત્વોને ઉત્પન્ન કરે છે અને સામાન્ય સંજોગોમાં બી.સી.જી આપ્યા બાદ વ્યક્તિને ક્ષયરોગ લાગુ પડતો નથી અને થાય તો બહુ જલદ પ્રકારનો રોગ થતો નથી. બાળક બાળક-અવસ્થામાં જ જ્યારે રોગનો ભોગ વધુ થઈ શકે છે ત્યારે તેને બચાવવા બી.સી.જી. એક સબળ ઉપાય છે. દુનિયાએ આ રસીના પ્રયોગને એક અસરકારક, સોંઘા અને બિનજોખમી ઉપાય તરીકે સ્વીકારેલ છે.

**ચિકિત્સાલયો (Clinics)**

ક્ષયરોગની સંસ્થાઓમાં કિલનિકની સ્થાપનાને પ્રથમ પદ અપા-

આપણને જાણવા મળે છે–ઉપયોગી પણ નીવડે છે. છતાં આ દેશમાં આ રોગ અંગે એવા કેટલા ય પ્રશ્નોનું વિશાળ ક્ષેત્ર છે જેમાં સંશોધન જરૂરી છે. ઉદ્યોગોની અસર, શહેરી અને ગામડાની પ્રજાની એકબીજાના ગ્યાને થતી અવરજવરનાં પરિણામ, ડુંગરિયાળ પ્રદેશની જાતો અને બીજી પછાત જંગલી કોમોમાં પ્રવર્તતો રોગ, આયુર્વેદ અને હોમીઓપથીની સારવારના સફળતાના દાવા, ઘરની સારવારમાં નવી શોધાયેલ જંતુવિરોધક દવાઓનું મહત્ત્વ વગેરે ઘણા ય પ્રશ્નો સમજવાની સંશોધનયોજનાઓ છે. અને બી.સી.જી., રસીને લગતી કેટલીક સમસ્યાઓ તો સંશોધન–તપાસ તળે આવી પણ ગઈ છે.

સંશોધન અંતે અનુભવી સંશોધન કાર્યકર્તાઓ પણ મળી રહે જેમાંથી સમય જતાં મૂળભૂત સંશોધન કરનારા નિષ્ણાતો પણ સાંપડે.

દેશના જુદા જુદા ભાગમા રાજરોગ કેટલે અંશે પ્રસર્યો છે તે જાણવું પ્રથમ જરૂરી છે. લડતની યોજના માટે આવી માહિતી એકઠી કરવાની આવશ્યકતા છે સને ૧૯૫૫–૫૬મા હિંદમા સર્વે થઈ તેમા ૭ થી ૩ ટકાનું રોગિષ્ટ યા અશક્તિ (*Morbidity*) પ્રમાણ જુદા જુદા ભાગોમા જણાયું. સ્ત્રીઓમા ઓછું પ્રમાણ નોંધાયું. ઉમ્મર વધતાં દરેકમાં વધુ જણાય છે અને ૩૫ વર્ષ ને તે ઉપરનાઓમાં પ્રમાણ વધુ છે. દેશભરમાં એક્સ-રે હિલચાલથી સર્વે શરૂ કરવામાં આવી છે આવા સાત એક્સ-રે એકમો સર્વે–તપાસ કરશે.

આ આપણી રાષ્ટ્રીય ક્ષયરોગનિવારણ યોજનાની રૂપરેખા. રોગનું અટકાયતી દષ્ટિબિંદુ અપનાવવા જેવું છે. નાણાં કરતાં નિષ્ણાતોની તંગી પ્રશ્નને વિકટ કરે છે. એટલે વૈદ્યકીય શિક્ષણને પણ અટકાયતી યોજનાઓ ઉપર ભાર મુકાય તેવો ઓપ આપવાનો વિચાર છે. તેમ થતાં દાક્તરો અને બીજાઓ આરોગ્યક્ષેત્રે અટકાવતી

આવી વસાહતો વસાવવા, હાલના તબક્કે, વિચારી રહી છે મુંબઈ રાજ્યમાં કોલ્હાપુર જિલ્લામાં આવેલ જયસિંગપુરનું શશિકલા ક્ષયરોગ આરોગ્યગૃહ થોડા સમયમાં આવી વસાહત વસાવશે વૉનલેસવાડીવાળું સર વિલિયમ વૉનલેસ ક્ષયરોગ આરોગ્યભવન પણ આવી વસાહત સ્થાપવાના વિચારમાં છે સુરતમાં અશ્વિનીકુમાર માર્ગ ઉપર સ્થપાયેલ ક્ષયરોગ–નિવારણ હૉસ્પિટલ પાસે ખેતીલાયક જમીન કૂવાઓ સાથે છે જે આવી યોજના માટે વાપરી શકાય; અને સૌરાષ્ટ્રના ગોહિલવાડ વિભાગમાં અમરગઢનું શ્રી ખુશાલદાસ જે. મહેતા ક્ષયરોગ હૉસ્પિટાલ ૬૦ રોગ–મટ્યા દર્દીઓ નિભાવી શકે તેવું પુનઃસ્થાપન

તેવું જ વિદ્યાપીઠોના વિદ્યાર્થીઓ માટે કહેવાનું છે. હિંદમાં આશરે ૩ લાખ વિદ્યાર્થીઓ આજે વિશ્વવિદ્યાલયોમાં અભ્યાસ કરી રહ્યા છે. ૧ ટકા morbidity rate ગણીએ તો ૩૦૦૦ ક્ષય-રોગી વિદ્યાર્થીઓ નીકળી શકે. તેમના માટે પણ સારવારની અલગ સ્રવલત હોય તો સારવાર સાથે અન્ય જ્ઞાન આપવાના કાર્યક્રમ યોજી શકાય. વિદ્યાર્થીદીઠ રૂ. ૫ ફી રાખી હોય તો વરસે ૧૫ લાખ મેળવી શકાય. અને સરકારી ને વિશ્વવિદ્યાલયોની મદદથી રૂ. ૩૦ લાખમાં એક બે સેનેટોરિયમ ૨૦૦ પથારીઓવાળા સ્થાપી શકાય. રૂ. ૭ લાખ નિભાવખર્ચ વર્ષે આવે તે ફીમાંથી પૂરો પડી શકે.

આજે તો નાનાં બાળકો માટે પણ અલગ સેનેટોરિયમ સંસ્થા-ઓની જરૂર છે. અને ટી.બી. સીલ્સ (T. B. Seals)ની દર વર્ષે થતી ઝુંબેશની આવકમાથી આવાં આરોગ્યગૃહો સ્થપાય તેવાં સૂચન છે. સને ૧૯૫૫માં રાજરોગી બાળકો માટે બે હોસ્પિટલોની સ્થાપના થઈ પણ ચૂકી છે.

**જંતુવિરોધક દવાઓ (Anti-microbial drugs)**

સ્ટ્રેપ્ટોમાઈસીન (Streptomycin), પાસ (Para-amino-salicylic acid) અને આઈસોનીઆઝીડ (Isonazid)નો ઉપયોગ ક્ષયરોગની સારવારમાં આજે વિસ્તૃત રીતે થાય છે. આધુનિક જમા-નાની આ નોંધપાત્ર શોધોએ વધુ અસરકારક સારવારના રાહ ખોલી ક્ષયરોગની સારવારના ઇતિહાસમાં પ્રગતિકારક પગલું ભર્યું છે. ક્ષય-રોગના નિષ્ણાતોના હાથે આવી દવાઓનો ઉપયોગ થાય તે જોવું જરૂરી છે. સ્ટ્રેપ્ટોમાઈસીનનો ઉપાય ખાસ કરીને ખર્ચાળ છે. દેશના ૨૫ લાખ રાજરોગીઓમાંથી ૧ લાખને સ્ટ્રેપ્ટોમાઈસીનની સારવાર આપવામાં આવે તો, એક દરદીએ ૫૦ ગ્રામ લેખે, રૂપિયા બે કરોડ ઉપરાંત ખર્ચ થાય. કેટલાક દરદીઓ સ્ટ્રેપ્ટોમાઈસીન–પ્રતિકાર બને

તેવું જ વિદ્યાપીઠોના વિદ્યાર્થીઓ માટે કહેવાનું છે. હિંદમાં આશરે ૩ લાખ વિદ્યાર્થીઓ આજે વિશ્વવિદ્યાલયોમાં અભ્યાસ કરી રહ્યા છે. ૧ ટકા morbidity rate ગણીએ તો ૩૦૦૦ ક્ષયરોગી વિદ્યાર્થીઓ નીકળી શકે. તેમના માટે પણ સારવારની અલગ સુવલત હોય તો સારવાર સાથે અન્ય જ્ઞાન આપવાના કાર્યક્રમ યોજી શકાય. વિદ્યાર્થીદીઠ રૂ. ૫ ફી રાખી હોય તો વરસે ૧૫ લાખ મેળવી શકાય. આને સરકારી ને વિશ્વવિદ્યાલયોની મદદથી રૂ. ૩૦ લાખમાં એક બે સેનેટોરિયમ ૨૦૦ પથારીઓવાળાં સ્થાપી શકાય. રૂ. ૭ લાખ નિભાવખર્ચ વર્ષે આવે તે ફીમાંથી પૂરો પડી શકે.

આજે તો નાના બાળકો માટે પણ અલગ સેનેટોરિયમ સંસ્થાઓની જરૂર છે. અને ટી.બી. સીલ્સ (T. B. Seals)ની દર વર્ષે થતી ઝુંબેશની આવકમાંથી આવાં આરોગ્યગૃહો સ્થપાય તેવાં સૂચન છે. સને ૧૯૫૫માં રાજરોગી બાળકો માટે બે હોસ્પિટલોની સ્થાપના થઈ પણ ચૂકી છે.

### જંતુવિરોધક દવાઓ (Anti-microbial drugs)

સ્ટ્રેપ્ટોમાઈસીન (Streptomycin), પાસ (Para-amino-salicylic acid) અને આઈસોનીઆઝીડ (Isoniazid)નો ઉપયોગ ક્ષયરોગની સારવારમાં આજે વિસ્તૃત રીતે થાય છે. આધુનિક જમાનાની આ નોંધપાત્ર શોધોએ વધુ અસરકારક સારવારના રાહ ખોલી ક્ષયરોગની સારવારના ઇતિહાસમાં પ્રગતિકારક પગલું ભર્યું છે. ક્ષયરોગના નિષ્ણાતોના હાથે આવી દવાઓનો ઉપયોગ થાય તે જોવું જરૂરી છે. સ્ટ્રેપ્ટોમાઈસીનનો ઉપાય ખાસ કરીને ખર્ચાળ છે. દેશના ૨૫ લાખ રાજરોગીઓમાંથી ૧ લાખને સ્ટ્રેપ્ટોમાઈસીનની સારવાર આપવામાં આવે તો, એક દરદીએ ૫૦ ગ્રામ લેખે, રૂપિયા બે કરોડ ઉપરાંત ખર્ચ થાય. કેટલાક દરદીઓ સ્ટ્રેપ્ટોમાઈસીન–પ્રતિકાર અને

છે.' એટલે એ સારવાર માટે દરદીઓ પસંદ કરવા જોઈએ અને દવાનાં પ્રમાણ-ડોઝ પણ નક્કી કરવાં જોઈએ. પાસનો ઉપાય લાંબા સમય સુધી ચાલુ રાખવો પડે છે અને અંતે ખર્ચાળ બને છે. એટલે તેના ઉપયોગ ઉપર પણ કાપ જરૂરી છે. સામાન્ય દાક્તર આજે જે રીતે આવી સારવાર આપતાં આ દવાઓનો યથેચ્છ ઉપયોગ કરે છે

હાઈડ્રેઝીડ (Hydrazide) એકલું આપવું સારું. પણ કેટલાક નિષ્ણાતોનું કહેવું એમ થયું કે જ્યાં સુધી આઈસોનીઆઈઝીડ પ્રતિકાર પામે છે ત્યા સુધી ક્ષયની ચેતનરજ નાબૂદ કરી શકાતી નથી- એટલે હાઈડ્રેઝીડ સ્ટ્રેપ્ટોમાઈસીન અથવા પાસની સાથે આપવું તે હિતાવહ છે. હિંદના ડૉ. ઉકિલ (Dr. Ukil) અને હિંદ સરકારના ક્ષયરોગ સલાહકાર ડૉ. બેન્જામિન (Dr. P V. Benjamin) એ મતના છે કે આર્થિક કારણો રોગની શાસ્ત્રીય સારવાર આડે આવવાં જોઈએ નહિ. જોકે આઈ.એન.એચ – I. N. H.--એકલી દવા પણ સારું પરિણામ લાવી શકે, છતા બન્ને ય સાથે અપાતા હોય તો પરિણામ વધુ અસરકારક હોય છે એટલે સામાન્ય મંતવ્ય આઈસોની-આઈઝીડ સાથે સ્ટ્રેપ્ટોમાઈસીન કે પાસની સારવાર આપવા માટે છે.

જેઓ આઈસોનીઆઈઝીડ એકલું આપવાની હિમાયત કરે છે અને એની અસરકારકતામાં માને છે તેમનું કહેવું એ છે કે ક્ષય રોગનાં જંતુઓ આઈસોનીઆઈઝીડથી પછી કદી ય સક્રિય બનતા નથી – ઉગ્રતામાં પરિણમતા નથી. આઈસોનીઆઈઝીડની સારવારથી અબાધક (immuned) ચેતનરજ નુકસાન રહિત બને છે. પણ કેટલાક એ મંતવ્યના છે કે ક્ષયના ચેતનરજ આ સારવાર પછી પણ પાછાં સક્રિય બને છે અને સારવારને સારો જવાબ મળતો નથી. આઈસોની-આઈઝીડ પ્રતિકાર પામેલાં ચેતનરજની નિર્બળતા (attenuation) કઈ પંક્તિએ પહોંચે છે અને આવાં નિર્બળ ચેતનરજ પાછાં ઉગ્ર સ્વરૂપ ધારણ કરી શકે કે કેમ, અને તેમ હોય તો આઈસોનીઆઈ-ઝીડની સારવાર ક્યારે બંધ કરવી, એ એક પ્રશ્ન છે જે અંગે નિષ્ણા-તોએ ભિન્ન ભિન્ન વિચારો પ્રતિપાદન કર્યાં.

### ઘરની (Dimicillary) સારવાર

અધિવેશનમા ક્ષયરોગની સારવાર આધુનિક જમાનાની આ

ગોધીથી, આરોગ્યભવનો કે હૉસ્પિટલોમાં રહી લેવી અગર ક્લિનિક ડિસ્પેન્સરી કે હૉસ્પિટલના બહારના દરદીઓ (out-patients) ના વૉર્ડ થકી લેવી સારી એ અંગે પણ ચર્ચાવિચારણા થઈ. જર્મનીના પ્રોફેસર ગ્રાઈબાસ (Prof. Griebach) માને છે કે ફરતાં દવાખાનાની સારવાર (Ambulatory Chemotherapy) કોઈ પણ રીતે ઊતરતી નથી લાંબા ગાળાની આવી સારવાર, ખાસ ચિકિત્સકોને હસ્તે અન્ય શોધાયલી દવાઓ સાથે, રોગનો ફેલાવો અટકાવે છે. ઉથલાને પણ વારે છે અને રોગ મટાડી શકે છે. આરોગ્યગૃહ જેવું વાતાવરણ અને ભાવ જત ઘરે વસાવી શકાતા હોય તો આ સારવારના પરિણામ કૅનેડાના ડૉ. શેવર (Dr C. G Shaver) ને પણ સારા ભાસે છે. ડેન્માર્કના ડૉ. ગ્રાવેસન (Dr. Gravesen), અલ્જીરિયાના ડૉ લાવી વાલેન્સી (Dr Lavi Valansi), હિંદના ડૉ. સિકંદ (Dr B. K. Sikand), જાપાનના ડૉ. ઇવાસાકી (Dr. T Iwasaki), સ્પેનના ડૉ. વેલેસ્કો (Dr. Luis D Velesco), સ્વિટ્ઝર્લૅન્ડના ડૉ. ગિલ્બર્ટ (Dr. M Gilbert), ઈટાલીના પ્રોફેસર ઝોરીની (Prof. A P. Zorini), અમેરિકાના ડૉ. બોસ્વર્થ (Dr. Howard W. Bosworth) અને રશિયાના પ્રોફેસર શેબાનોવ (Prof Phillippe Chebanov) ઘર બેઠેની આવી સારવારની સફળતામાં માને છે આરોગ્યગૃહો ને હૉસ્પિટલોમાં દરદીઓ માટે બિછાનાઓ ઓછા હોય ત્યારે અમુક સાવચેતીના ઉપાયો સાથે આવી ઘર બેઠેની (domiciliary) સારવારની પ્રગતિ માટે હિમાયત થાય છે. પણ સ્વેડનના ડૉ લુન્ડક્વીસ્ટ (Dr. J. Lundquist) સેનેટોરિયમ સારવારને હજુ પણ પ્રાધાન્યપદ આપવું જોઈએ તેમ જણાવે છે. ખરી રીતે રોગની કક્ષા અને રોગીના માનસ ઉપર સારવારની પ્રથા અવલંબે છે જ્યાં રોગનાં લક્ષણો ઉગ્ર હોય, શસ્ત્રક્રિયાઓની જરૂરિયાત જણાઈ હોય, ઘીચ વસતાઓના

ગ્હેડાણ સેનેટોરિયમ જેવું સાનુકૂળ વાતાવરણ સર્જવા દે નહિ, ત્યાં સેનેટોરિયમ કે હૉસ્પિટલની સારવાર ઇચ્છનીય કહી શકાય. જાપાનના ડૉ. ઇવિસાણી હૉસ્પિટલ સારવારની વધુ અસરકારકતામાં પણ માને છે અને અમેરિકાના ડૉ. બૉસ્વર્થ પણ શક્ય હોય ત્યાં હૉસ્પિટલ ને સેનેટોરિયમ સારવાર માટે વધુ ઝોક આપવાનું જણાવે છે.

અખિલ હિંદ ક્ષયરોગ સંઘ

(Tuberculosis Association of India)

આ એસોસીએશન અંગે અંતે એકબે શબ્દ બોલી લઉં.

હિંદની આ સંસ્થાની ક્યારે અને કેવી રીતે રચના થઈ તે અંગે આપણે અગાઉ જોઈ ગયા છીએ. શેઠ લિન્લિથગો એનાં સ્થાપક અધ્યક્ષ હતાં. પાછલાં નવ-દસ વર્ષથી ભારત સરકારના એક વખતનાં આરોગ્યપ્રધાન રાજકુમારી અમૃતકૌર એના અધ્યક્ષ રહેલાં છે.

આ સંસ્થા જોડે આજે હિંદની બીજી ૨૦ સંસ્થાઓ જોડાયેલી છે. ક્ષયનિવારણના પગલાં ભરવામાં આ સંસ્થાએ સારો ભાગ ભજવ્યો છે. વધુ ક્લિનિકો ને સેનેટોરિયમો સ્થપાયા અને એ અંગેની પ્રવૃત્તિને વેગ મળ્યો. ક્ષયરોગ વિરોધી જ્ઞાનપ્રચારની પ્રવૃત્તિ ઉપાડવા ઉપરાંત ડૉક્ટરો, આરોગ્ય નિરીક્ષકો અને સામાજિક કાર્યકરોને તાલીમ આપવામાં પણ આ સંસ્થાએ મહત્ત્વનો ભાગ લીધો છે, અને સરકારને પણ એની અગત્ય સમજાવી છે. ચિકિત્સાકાર્યમાં નિશ્ચિત ધોરણ અપનાવવા અન્ય સંસ્થાઓને સમજ આપી છે. ક્ષયરોગનિવારણ ક્ષેત્રના કાર્યકરોની પરિષદ દર વર્ષે આ સંસ્થા તરફથી યોજાય છે અને સંકળાયેલી બીજી સંસ્થાઓના વહીવટી અમલદારો સાથે પણ ચર્ચા-વિચારણા થાય છે. આ સંસ્થાની શીખથી દેશમાં લગભગ ૭ વિદ્યાપીઠોએ આ રોગ અંગેના અનુસ્નાતક ડિપ્લોમા અભ્યાસક્રમ અપનાવ્યા છે."

એસોસીએશન બે સંસ્થાઓ ચલાવે છે—કસૌલી લેડી લિન્લિથગો સેનેટોરિયમ અને ન્યુ દિલ્હી ટ્યુબરક્યુલોસીસ ક્લિનિક. આધુનિક સારવાર ઉપરાંત આ બે સંસ્થાઓ તાલીમ અને પ્રત્યક્ષદર્શન કેન્દ્રોનું અને સંશોધનનું કાર્ય પણ કરે છે. દિલ્હી ચિકિત્સાલય હિંદના ત્રણ તાલીમ અને પ્રત્યક્ષદર્શન કેન્દ્રોમાંનું એક મુખ્ય છે. વધુમાં સરકારી સહાયથી દિલ્હીમાં મેહરોલી પાસે ૨૫૦ બિછાનાંવાળું એક અદ્યતન હૉસ્પિટલ પણ આ સંસ્થાએ સ્થાપ્યું છે, જેમાં ૫૦ બિછાનાંઓ બાળકો માટે અલાયદાં રાખવામાં આવ્યાં છે. રોગગ્રસ્ત ૫૦૦ માજી સૈનિકોની સારવાર પણ એક ખાસ ફંડનાં નાણાંથી આ સંસ્થાએ કરી છે. સ્ટ્રેપ્ટોમાઈસીન,' પાસ અને આઈસોનીઆઈઝીડની સારવારની ઉપયોગિતા વિષે અન્ય સંસ્થાઓ અને સરકારોને સલાહ આપી છે, અને રોગસુધર્યા દરદીઓ માટે રોજગારી મેળવવા સંસ્થાને સારા જેવી સફળતા પણ લાધી છે.

સંઘ તરફથી સને ૧૯૫૦માં ક્ષયમુદ્રા (T.B. Seals) વેચાણ ઝુંબેશ શરૂ થઈ અને રૂપિયા સાડાદસ લાખ ભેગા થયા. વર્ષો ઉપર ડેન્માર્કના એક પોસ્ટમેને આ યોજના વિચારેલી. દર વર્ષે ગાંધીજીના જન્મદિને—૨ આક્ટોબરે—આ આંદોલન શરૂ થાય છે, અને ૨૬ જાન્યુઆરી પ્રજાસત્તાક દિન સુધી ચાલે છે. આવી છેલ્લી ૭ ઝુંબેશમાં રૂ. ૪૦ લાખથી વધુ રકમ મળી છે. રાજ્યોની સંસ્થાઓ આ નાણાંનો ઉપયોગ ક્ષયરોગનિવારણ પ્રવૃત્તિઓ માટે કરે છે.

એસોસીએશનને તેના કાર્યમાં સહાય કરવા જુદી જુદી સમિતિઓ અને પેટાસમિતિઓ પણ નિમાયેલી છે—જેમાંની મુખ્ય ટેકનિકલ કમિટી છે, જે ૧૯૪૮માં અસ્તિત્વમાં આવેલી. સંઘના ટેકનિકલ સલાહકાર—ડૉ. પી. વી. બેન્જામિન—૧૯૪૮માં મધ્યસ્થ સરકારના ક્ષયરોગ સલાહકાર પણ નિમાયા, જેથી WHO અને UNI-

CEF જેવી સંસ્થાઓ સાથે સંબંધ સીધો રહી શક્યો છે,

સંસ્થા ઇન્ડીઅન જર્નલ ઓફ ટ્યુબરક્યુલોસીસ નામનું ત્રિમાસિક પ્રસિદ્ધ કરે છે. આંતરરાષ્ટ્રીય ક્ષયરોગ વિરોધક સંઘ સાથે આ એસોસીએશન જોડાયેલું છે અને આંતરરાષ્ટ્રીય આ સંઘની તાજેતરમાં સ્થપાયેલ ૨૧ દેશોની પૂર્વ પ્રાદેશિક સમિતિ (Eastern Regional Committee)નું વડું મથક પણ હિંદ રહ્યું છે—ડૉ. બેન્જમિન સમિતિના પ્રમુખ અને શ્રી. કારીઆપ્પા સેક્રેટરી નિમાયા છે આંતરરાષ્ટ્રીય ક્ષયરોગ વિરોધક સંઘ (*International Union against Tuberculosis*)નું ચૌદમું અધિવેશન જાન્યુઆરી ૧૯૫૭માં આ દેશમા ભરાયેલું ત્યારે એસોસીએશને બજાવેલી કામગીરી અને ઉઠાવેલી જહેમત એના ઇતિહાસના પાને નોંધપાત્ર રહી જશે

આલમના આંગણે હિંદ આગવી હરોળે આગળ ધપ્યું છે. અને દાયકામાં તો અનેક ક્ષેત્રે રાષ્ટ્રની રોનક બદલાતી ગઈ છે.

ક્ષયરોગની સમસ્યા હલ કરવાના પણ પ્રયાસ થયા છે.

મંજીલ લાંબી છે; પણ આગે કદમ સાચા રાહની છે.

[સમાપ્ત]